


# શ્રી ઇમામશાહ બાવાના પરછા.

-: લેખક :-

સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી)

-: પ્રકાશક :-

શ્રી સત્પંથી સાહિત્ય સેવા મંડળ વતી
સત્પંથી સૈયદ શમ્સદ્દીન બાવા સાહેબ (ખાકી)
મું. પીરાણા, પો. ગીરમથા ડી. અહમદાબાદ



આવૃત્તિ–૧૧ મી
સંવત ૨૦૪૬

પ્રત ૧૦૦૦
સને ૧૯૯૦

કિંમત રૂ. ૫–૦૦





ૐ

# શ્રી ઇમામશાહ બાવાના પરછા.

—: લેખક :—

સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી)

—: પ્રકાશક :—

શ્રી સત્પંથી સાહિત્ય સેવા મંડળ વતી
સત્પંથી સૈયદ શમ્સદ્દીન બાવા સાહેબ (ખાકી)
મું. પીરાણા, પો. ગીરમથા ડી. અહમદાબાદ



આવૃત્તિ–૧૧ મી    પ્રત ૧૦૦૦
સંવત ૨૦૪૬    સને ૧૯૯૦

કિંમત રૂ. ૫–૦૦



# શ્રી ઇમામશાહ બાવાના પરછા.

—: લેખક :—

સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી)

—: પ્રકાશક :—

શ્રી સત્પંથી સાહિત્ય સેવા મંડળ વતી
સત્પંથી સૈયદ શમ્સદ્દીન બાવા સાહેબ (ખાકી)
મું. પીરાણા, પો. ગીરમથા ડી. અહમદાબાદ



આવૃત્તિ—૧૧ મી — પ્રત ૧૦૦૦
સંવત ૨૦૪૬ — સને ૧૯૯૦

કિંમત રૂ. ૫—૦૦

# પ્રસ્તાવના



સર્વ સુજ્ઞ વાંચકોને નમ્રતાપૂર્વક આ પુસ્તક નામે " શ્રી ઈમામશાહ બાવાના પરછા " આગળ મુકી જાહેર કરૂં છું કે પ્રથમ સને ૧૮૯૨,ની સાલમાં મુંબઈના પ્રેસમાં"ગુરે ઈમામા વાણી" ના નામથી છપાયેલા હતા. પણ તેમાં ઘણોક સુધારો કરી હમોએ ઉત્તમ રીતીએ છપાવરાવ્યા છે, કે જેથી વાંચકોને વાંચતાં સુગમ પડે. આ પરછાનું પુસ્તક કલમી લખાણના રૂ. ૩) ત્રણ માટે મળતા હોવાથી સત્પંથી આલમને મોંઘા પડતા, જેથી આ છપાવેલા પુસ્તક ફક્ત રૂ.૩) ના બદલે રૂ. ૨-૦૦ જેવી નજીવી કિંમતમાં આ અમુલ્ય પુસ્તક મફત મળ્યા જેવું છે. તેટલા જ સારૂ આ પ્રયાસ કરેલો છે, તે શ્રી બાવાજી સાહેબ સફળ કરે.

લેખક સત્પંથનો શિષ્ય

**સૈયદ બાવાસાહેબ અહમદઅલી "ખાકી"**

મુ. પીરાણા. પો. ગિરિમથા.



જી. અહમદાબાદ, દેશ ગુજરાત.



## સત્પંથના પાંચ મુખ્ય

# નિયમો.*

**૧ શરીર શુદ્ધી. ૨. હૃદય શુદ્ધી. ૩. વર્ત. ૪ ઉપાસના. ૫ ધ્યેય.**

૧ **"શરીર શુદ્ધી"** અર્થે; લાઈ સુતક (રજસ્વલાથી મરણ પર્યંતનાં સ્નાનાદિ પ્રયોગો) શ્રી ઈમામ ગોરની આજ્ઞા પ્રમાણે ઉતરવા, ને પાળવા.

૨ **હૃદય શુદ્ધી"** અર્થે; માદક પદાર્થોનું ત્યાગ, (લશણ, ડુંગળી, અફીન, ગાંજો, ભાંગ, તાડી, તમાકુ, માંસ, વ્યાજ, ગળી+, મદિરાદિ સર્વ પ્રકારના ત્યાગવા.) શ્રી ઈમામગોરના વચનાનુકૂળ.

૩ **"વર્ત"** અર્થે (શુક્કરવારી બીજ અને દશાંસ) શ્રી ઈમામ ગોરના વાકયનુસાર પાળવી અને દેવી.

૪ **"ઉપાસના"** અર્થે (સંધ્યા=ચારવખત,પૂજા=ઘટ પાટાદિ સાથેની ક્રિયા) શ્રી ઇમામ ગોરની વાણી અનુકૂળ કરવી.

૫ **"ધ્યેય"** અર્થે (આજ પ્રચલિત સમયના ધ્યેય પુરૂષ શ્રી નિષ્કલંકી નારાયણ, તેજ પરમ નિરંજન "આદ્ય પુરૂષ" નાનુર [રૂપ] સમજી પૂરી રીતે) શ્રી ઈમામ ગોરનાં વચનાનુસાર માનવું.

**લી.** સત્યપંથનો શિષ્ય
"ખાકી."



---

* સત્પંથી થવા ઈચ્છનારે આ પાંચ નિયમ અવશ્ય પાળવા. પાંચ નિયમો વગરનો કહેવરાવતો સત્પંથી નહિ પણ ઢોંગી છે.

+ગળી=ગળીયર રંગ, કાળો રંગ.



# શ્રી ઈમામશાહ બાવાના
# પરછા.

---

પ્રગટ પરછોરે ગોર ઈમામનો, જુગમાં જાણો અજિતજી;
જાગતી જ્યોતને જાંબુદ્વિપમાં જાણે જુગે ઉગ્યો ઉદ્દેતજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧

ધામ ઘણા ધરતી ઉપરે, તીરથ તીરથના ઘાટજી;
એવી શુંદિર જગ્યા શોભતી, એવો આવે નહિ કંઈ ઠાઠજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨

રોજા જોઈને રાજી થઈએ, આનંદ ઉપજે મન માંહેજી;
આઠ પહોરને ચોંસઠ ઘડી, સુખે રહીયે ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩



પ્રથમ કહું પીરાણા તણું, વિગતે કરૂં વિસ્તારજી;
અલ્પ બુદ્ધિએથી ઓચરૂં, ગોર મોરી લજ્જા રાખણહારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪

ગોર ભિસ્ત થકી આવીયા, આવ્યા દુનિયાની માંહેજી;
હાજર બેગ હજુરમાં, હૂકમ માને છે ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫

હાજરબેગ સોબતે આવીયા, આવ્યા વન ખંડી માંહેજી;
એક લૂટારો ચોર ત્યાં વસે, લૂટવા આવ્યો ગોરને ત્યાંએજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬

સનમુખ આવી ઉભો રહ્યો, તીર ચડાવી કમાનજી;
ત્રિલોકી નાથ જાણ્યા નહિ, કામઠું ખેચ્યું કમાનજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭

ધણીનો પરછો ત્યાં ઢુંકડો, કામ કેવાં કરે તેણી વારજી;
લૂટારા તણો હાથ ઉંચો રહ્યો, તીર ના છૂટયો લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮

પ્રગટ પરછો જ્યાં દેખાડીયો, આવી પડયો ગોરની પાયેજી;
અનાથ બંધુ ઓળખ્યા નહિ, માફ ગુનો કરો સાહેજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯

અરજ કરી કહું એટલું, ભવો ભવ આપનો દાસજી;
અવિચળ ભક્તિ આપો આપની, રાખો ચરણની પાસજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦

અનંત પ્રકારે અરજ કરી કૃપા કરી દયાવંતજી;
સેવક જાણીને સાથે લેવા, ખબર લીધી ખુદાવંતજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧

પ્રથમ પરછો એવો પૂરીને, આવ્યા સાબરમતિ તીરજી;
ત્યાંરે આવી કામ કેવાં કર્યા, સુણો સૌ મુનિવર વીરજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨

## રાગ છપ્પો*

હુકમ કર્યો હજુરને, હોડીવાળાને ત્યાંઈ;
જાવું પૂર નદીપાર, વચન સુણો તું ભાઈ;
લ્યોને ડોઢા દામ, પ્રથમ ઉતારો અમને;
કામ કરો જરૂર, રાજી કરીશું તમને;
હોડી વાળો એમ બોલીયો, વારા ફરતી ઉતરે સહી;
ઉતાવળ હોય જો એવડી, તો મારગ મોકળો છે અહીં. ૧

સદ ગોર સુણી કાન, વચન બોલ્યા જે એવા,
હાજર બેગને કહ્યું, કામ કરો કહું તેવા;
અલી નબીનું નામ, લેઈ પૂરમાં જઈ પડીએ;
ગાડી નાખો પૂરમાં, સહી કોઈને નવ નડીએ;
નામ નબીનું લેઈ કરી, ગાડી સોત ઉતર્યા સહી;
કહે બંધુ દીન દાસ એ, સૌ અચરત પામ્યા તહીં. ૨

પ્રગટ પરછો ત્યાંએ, ગોરે દેખાડયો જ્યાંહી;
હોડીવાળો મનમાંહીં, વિલાપ કરે છે ત્યાંહી,
મુજ પાપ તણો નહિ પાર, પ્રભુના વચન ના માન્યાં;
મુજ પાપ તણો નહિ પાર, આદ્ય પુરૂષ નવ જાણ્યાં.



* શ્રી બાવાજી સાહેબ અમદાવાદ થી કોચરબ પધારતાં આ બીના બની છે.

મુજ પાપ તણો પાર આવે નહિ, ઘેર ગંગા આવી સહી;
કહે બંધુ બે અભાગિયા, જગતાર જાણ્યા નહિ. ૩

વિપરીત જોઇને વાત, ગયા ગોર પાસે જ્યાંહી;
ગુનો માફ કરાવવા, ચિત્તમાં એવું ચાહીં;
સૌને પૂછતા જાએ, ભલી રીતે પણ ભમિયા;
વાટ ઘાટ સૌ જોઈ, જંગલમાં જઈ ડમીયા;
અકળ કળા એ ગોર તણી, તે કોઈ નવ કળે સહી;
કહુ કથા એ તેહની, દરશન પણ દીધાં નહિ. *

## રાગ પરછાનો

પ્રગટ પરછા એવા પૂરીને આવ્યા ગિરમતે ગામજી;
મુકામ કર્યો સરોવર વિષે, કેવાં કર્યાં તંઇ કામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩

હુકમ કર્યો હાજર બેગને, જાવો પટેલની પાસજી.
પટેલને જઈ એમ કહો, ગુરૂજી આવ્યા આણે વાસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪

હાજર બેગ ત્યાંથી ચાલીયા, ગયા પટેલની પાસજી;
હુકમ કર્યો મારા ગુરૂજીએ, તમે આપો મુજને ઘાંસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫

ત્યારે પટેલ એમ બોલીઓ, ઘાસ નહિ મળે કાંઇજી;
સાત દુકાળી કાળ અહીં પડયો, મેહ ના વર્ષ્યો લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬



---

* આ બીના બન્યા પછી શ્રી સત્ય ગોર કોચરબ બાર વર્ષ રહ્યા. ત્યાર બાદ ગિરિમથે પધાર્યા છે.

સાચા હોય જો સદ્દગુરૂ ? મેહ વર્ષાવે આણીવારજી;
ચાર આપું ધણી પેરની, અમ તમ તણું થાએ કારજી
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૭

શોકાતુર થઇ પાછા ફર્યા, આવ્યા ગુરૂજીને પાસજી;
અબોલા આવીને બેઠા આસને, મનમાં થઈને ઉદાસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૮

અંતર જામીએ ત્યાં જાણીયું, હાજર બેગને પૂછે વાતજી;
કીયેરે કારણ શોકાતુર થયા ? વિસ્તારીને કરો વાતજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯

અરજ કરી ઉભા રહ્યા, ગોર લજ્જા રાખણહારજી;
મેહ વર્ષાવો મંચ્છા કરી, તો થાએ આપણું કારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૦

ખુશી થઈ ખુદાવંત બોલીયા, નિશ્ચે કરોને નિરાંતજી;
પટેલને જઈને જાહેર કરો, મેઘ મંડાશે મધ્ય રાતજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૧

આનંદ થઈને ઉઠીયા, ગયા પટેલની પાસજી;
ગોરે કહ્યું એવું જઇ કીધું, પટેલે આપ્યો ઘાસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૨

રાત પડી ગઇ રમતમાં ગોરે કીધી છે કૃપાએજી;
હાજર બેગની અરજ સૂણી, કામ કીધા છે તાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૩

ઉત્તર માંહેથી ઉલટયો, થૈ રહ્યો છે અંધકારજી;

ધણીના ધૂબાકા ત્યાં વાગીયા, મેહ વર્ષે મુસળધારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૪

જળવિજળ ત્યાં થઇ રહી. રચી રહી રંગની રેલજી;
ત્રાહી ત્રાહી સૌ કો કરે, ત્રાહી કરે પણ પટેલજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૫

સલામે આવ્યા સદ્દગોર તણી, મનુષ્ય માત્ર ત્યાંએજી;
પ્રથમ પટેલ પણ આવીયો, તંઈ મોટું કૌતુક થાએજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૨૬

સરોવર પર સદ્દગોર તણો, તંબુ દીઠો તરતોએજી;
અરજ કરી સૌ ઉભા રહ્યા, કેમ કરીને જવાએજી ?
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૭

અરજ કરી જ્યાં ઈમામને, ગોરે કરી છે કૃપાએજી;
રૂમાલ નાખીને બોલાવિયા, લળી લળીલાગે સૌ પાએજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૮

ભલે પ્રભુજી પધારીયા, અમ સેવકની કરવા સાએજી;
ભલેરે ભુતળ વિષે આવીયા, કૃપા કરી અખંડ રાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૯

પાએ નમી પટેલ બોલીઓ, ગૌર માગું એક વચનજી;
આપ ફરમાવો તે કીજીએ, પાપી કરો પાવનજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૦

ખુશી થઇ ગુરૂજી બોલીયા, મારે જોઈયે નહી કાંએજી;
તીર ફેંકું મારો જ્યાં પડે, જગ્યા બંધાવું ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૧

એવી રીતે કરાર કરી, કબુલ કર્યું સર્વે ત્યાંએજી;
પટેલ પણ પાએ લાગીઓ, આનંદ ઉરમાં ન માએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૨

૨

ત્રિલોકીનાથે તીર ફેંકીઓ, જઈને પડયો છે જે ઠારજી,
તેરે ઠેકાણે મોટો સિંહ વશે, પંથે પળ્યો તેણી વારજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૩

ગોર બ્રહ્મા પ્રગટ થયા, શું દિર બનાવ્યું ત્યાં ધામજી.
જય જયકાર સૌને વાપિયો, તે પીરાણા પાટણ નામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૪

એક વાર તે જગ્યા વિષે, મહેનત કરતા મજુરજી,
ગાદી હેઠેથી નાણું આપતા, પાસે બોલાવી હજુરજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૩૫

એક મજુરે મન વિચારીયું, ગાદી હેઠે નાણું અપારજી;
રાત પડે આવી લેઇ જઉં, એવો કર્યો છે વિચારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૬

રાત પડે પંડે આવીયો, ખોદી તપાસ્યું તમામજી;
એક પૈસો પણ જડયો નહિ. કઉતક કર્યું ગોર ઈમામજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૭

રાત બીજી જ્યારે પડી, મજુરને આપે છે દામજી;
ચોર મજુરને બોલાવીયો, બમણું આપે તેને દામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૩૮

તે મજુર ત્યારે બોલીયો, બાવા બમણું ન હોયેજી;
મજુર સર્વે જોઈ રહ્યા, આ કારણ શું કહેવાએજી?
પ્રગટ પરછોરે ગોર ઈમામનો; ૩૯

ત્યારે ગોર ઇમામશાહ બોલીયા; બચ્ચા બોહોત મજુરીજી;
રાતે સંકટ તને બહુ પડયો, માટે લોને બમણા દામજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪૦

એવી રીતે મજુરની, ખબર લીધી ખુદાવંતજી,
દોષ દિલમાં તેનો નવ ગણ્યો, આપે થયા દયાવંતજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪૧

એક સમે મહમ્મદ બેગડો, અમદાવાદનો બાદશાહજી,
પારખાં લેવા પંડે આવીયો તે આવ્યો તેણે ઠામજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪૨

મહમ્મદ બેગડો એમ બોલીયો, ભલા જમોને ભોજનજી;
એમ કહીને આગળ ધર્યું, કપટ કરી આવ્યો મનજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૩

ત્રિલોકીનાથે ત્યાં જાણીયું, શાહ આવ્યો પારખાં લેવાયજી;
શ્રોતાજન સૌ સાંભળો, ધણી મારે કરી છે કૃપાયજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૪

ત્યારે ગોર ઈમામશાહ બોલીયા, સભા સુણો સૌ તમામજી;
કાએકું બચ્ચારે બિલ્લી મર પડી, ઉઠ જા તેરે મુકામજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪૫

ગોર સુખથી જ્યાં બોલીયા, આળસ મરડી ઉભી થાએજી,
ઉઠી આવી ગોરને પાએ પડી, ત્યાંથી ચાલી તે જાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪૬

પ્રગટ પરછો જ્યારે દેખાડીઓ, સૌને થયો આનંદજી,
બાદશાહનું મન માન્યું નહિ, એવો છે મતિ મંદજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૭

બીજું ફરીને કઉત્તક કર્યું, માંસ લાવ્યો તેણી વારજી,
રકેબી માંસની મુકી આગળ, ભોજન જમો શું દિર સારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૪૮

ધણીને પરછો ત્યાં ઢુંકડો, ધણી મારો કેવાં કરે કામજી !

રૂમાલ ઢાંકેલો ઉગાડીયો, લવિંગ સોપારી તમામજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૪૯

સભા સૌને વહેંચી આપીયું, લળી લળી સૌ લાગે પાએજી,
જગત ઓધારણ ભલે આવિયા, ધન્ય ધન્ય જુગ રાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૦

ફરી પરછો એવો પુરીયો, બાદશાહ બુજ્યો નહિ મન માંહેજી;
ત્રીજું કૌવતક ફરી તંઇ કર્યું, સભા બેઠી છે ત્યાંએજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૧

ઝેર દુધમાં નાખીયું, પાવા લાગ્યો ગોરને પાસજી;
મીઠા મેવા જુગતે જમો, દીલમાં ધરી કુડી આશજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૨

ગોર બ્રહ્મા ઝેર પી ગયા, સંકલ્પ કરી ગયા આપજી;
સભા બહુ અચરત થઈ, છે કોઈ પીર આપો આપજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૩

સભા સૌ ખુશી થઈ, લળી લળી લાગે સૌ પાએજી;
દયાવંત દિલમાં દયા કરો, કોટિક પાપ તે જાએજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૪

અવતાર થયો અવની વિષે, પધાર્યા ભક્ત તારણહારજી,
ધનૂ તાત માત અમ તણા, આપે દીધા છે દિદારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૫

બાદશાહ પગે પાડયો ગોર તણો, ઘણી કરે છે અરદાસજી;
અનાથ બંધુ માંગું એટલું, માફ ગુનો કરો હું દાસજી,

પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૬

જગતતારણ જાણ્યા નહિ, ના જાણ્યા ત્રિભોવન રાએજી;
દાસ ઉપર દયા લાવીને આપ છો દિલના દરિયાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૫૭
અરથ ગ્રથ માંગો ઉલટથી, આપું ગામને ગરાસજી;
આપ ફરમાવો તે હાજર કરૂં, રાખો ચરણની પાસજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૮
ગોર બ્રહ્મા એમ બોલીયા, મારે જોઈએ નહીં કાંઈ એજી;
રાજી ખુશીથી તમો રાજ કરો, જાઓ તમારે તમ ઠામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૫૯
આપ પુત્રને પરણાવીએ, બાવા બેટી અમ આશજી ?
અરજ માંગીને ચાલીયો, ગયો પોતાને આવાસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૦
પ્રગટ પરછો એવો પૂરીયો, ધણી મારો કેવાં કરે કામજી;
અકળ કળા કોઈ નવ કળે, ધન્ન ધન્ન ગોર ઈમામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૧
મોટું કામ એક ગોરે કર્યું, એ છે અનાથનો નાથજી;
જે આવે તેના ચરણ વિષે, ધણી મારો હેતે જાલે હાથજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૨
રહેવાસી લોઢનગર શેહેરના,લવાણા બ્રાહ્મણની નાતજી;
તેનાં ગોરે કામ કેવાં કર્યાં, સુણો સેવક તેની વાતજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૩
સરવે મળી સંઘ કાઢીયો, ચાલ્યા કાશી તીરથ વાટજી;
ચાલતાં ચાલતાં ત્યાં આવીયા, આવ્યા પીરાણાનો ઘાટજી;

પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૪
પડાવ કર્યો પાદર વિષે, સંઘ ઢળીઓ તમામજી;
દર્શન કરવા સૌ જન ચાલીયા, શું દિર જોવાને ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૫

સંઘવી સર્વ ત્યાં આવીયા, શું દિર જોયો મુકામજી;
સલામ કરે ત્યાં સહુ ગોરને, પૂછે ગોર ઈમામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૬

ખુશી થઈ ખુદાવંત બોલીયા, કોને મુલક સબ રહેનાજી ?
કોને મુલક જાના તુમ સહી ? કયા કારણ હે બતાનાજી ?
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૭

સંઘવાળા સર્વ ત્યાં બોલીયા, ઉત્તર દીધો તેણી વારજી;
કાશી તીરથ બાવા જે કહિયે, હમારે જાવું છે તે કારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૬૮

દિદાર કરવાને આવીયા, જોવા જગ્યા તણો ઠાઠજી;
કાલે અહીંથી હમો ચાલશું, જાશું કાશી તીરથ વાટજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૬૯

ત્યારે ગોર ઈમામશાહ બોલીયા, પ્રેમે જોઈ સૌના મનજી;
કૃપા દ્રઢ દાસ ઉપર કરી, મ્હેર કરી તેણે દનજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૦

તીરથવાસી સબ સુણો, તુમે જાના કાશી ઘાટજી ?
દિદાર પાવો કાશી તણા, ઇચ્છા હોય સબ સાથજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૧

સદ્‌ગોરને સૌ પાએ પડયા, અરજ સૂણો સરદારજી;
દરશન દેખાડો કાશી તણા, દયા કરી દો દિદારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૨

અરજ કરી તે ઇમામને, દયાવંત દુઃખ કરો દૂરજી,
આપ ફરમાવો તે કીજીએ, પ્રેમ ભક્તિ ભરપુરજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૩



ગોરબ્રહ્મા એમ બોલીયા, અબી જાઓ તુમ મુકામજી;
ઈચ્છા હોગી શો પાવેગે, દેખો કલ કાશી ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૪

વચન સુણી સૌ ગોર તણા, આવ્યા પોતાને મુકામજી;
એરે વાત તો એટલે રહી, ધણી મારો કેવાં કરે કામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૭૫

દુઃખ નીવારે દયા કરી, એ છે અનાથનો નાથજી;
કૃપા કરી દાસ ઉપરે, ધણી મારો હેતે ઝાલે હાથજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૬

ગોર બ્રહ્મા અંતરધ્યાન થઈ, પોહોંચ્યા વૈકુંઠ ધામજી
ચરિત્ર એનાં કોઇ જાણે નહિ; ગયા સેવકને કામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૭

આપે અંતરધ્યાન થયા, ના મળે જગ્યામાં તે વારજી;
કાકા સહુ શોધવા લાગીયા, કારણ બન્યું શું કિરતારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૮

શોકાતુર સૌ સેવક થયો, મનમાં થયા બહુ ઉદાસજી;
વિલાપ કરી ઠામોઠામ જુએ, કયાં જાંબુદ્વિપના વાસીજી ?
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૭૯

અરજ કરે સૌ ઈમામને, ગોર મોરી લજ્જા રાખણહારાજી;
છલ કરીને અમને છેતર્યા ? એમ ના કીજે કિરતારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૦

વૈકુંઠપતી વિચારીએ, લજ્જા રાખો આણીવારજી;
નહિ આવો અવસર વિષે, લજ્જા જાશે તમારીજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૧



દુઃખ નીવારો દયા કરો, પધારો પીરાણાની માંહેજી;
આ અવસરે આવો નહિ ? દેહ તજીએ હમો આંહેજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૨

એવી ટેક અંતરમાં ધરી બેઠા આસન વાળીજી;
નામ ઇમામનું લેઈ કરી, લે છે હાથમાં પાળીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૩

પોકાર કરે સૌ સેવકો, આપે જાણ્યું વૈકુંઠવાસીજી;
ભીડ પડીરે મારા ભક્તુંને દુઃખે દુભાણા મમદાસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૪

એવું જાણી આપે આવીયા; પ્રગટયા પીરાણા માંહિજી;
ભિસ્ત થકીરે ગંગા લાવીયા, રાખી પોતાની ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૫

દિદાર થયા સૌ દાસને, કૃપા કરી તેણી વારજી;
પ્રેમ સહિત પાએ પડયા, થઈ રહ્યા જયજયકારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૬

ધન્ય ધન્ય વૈકુંઠ નાથને, ધન્ય ધન્ય ગોર ઇમામજી;
ભક્ત કારણ કામ કર્યાં ? ગંગા લાવ્યા ભિસ્તથી ભોમજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૭

એ વાત તો એટલે રહી, ત્યાં તિર્થવાસીનું થયું કામજી;
ગુરૂને પરતાપે સઉ બની રહ્યું, સર્વ સૂતા છે જયાં ઠામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૮૮

## રાગ દોહરો

દેવ ઘણા દુનિયા વિષે, ગણતાં ન આવે નેક;
પરગટ દેખો પારખું, ગોર ઈમામ છે એક,
જુગમાં જાણો એક હે, અવરમાં જાણો કોઈ;
ગોર નરને દો માનશે, દોજક જાસે સોઈ.



## રાગ છપ્પો

ભરનિંદ્રા ભરપુર સૌ સૂતા છે જ્યાંહી;

ત્રિલોકી નાથે તત્તકાલ, માયા રચાવી ત્યાંહી;
બન્યું કાશીપુર ધામ, મુકામ બન્યા ત્યાંબંકા;÷
તેને કરતાં શી વાર, દેશમાં જશના ડંકા,
ભક્ત કારણ કામ કેવાં કર્યાં, ધન્ય ધન્ય ધણી કહેવાય છે;
કહે બંધુ તિર્થવાસી તણા, જન્મનાં દુખડાં ટળી જાય છે. ૧

શુક્તિ કરીને કામ, મુકામ પોતાને આવ્યા,
ટળ્યાં ત્રિવિધીતાપ, મહા અમ્મર ફળ પામ્યા;
તેના પૂન્ય તણો નહિ પાર, હેતે ગોરે હાથ ઝાલ્યો;
તેના પૂન્ય તણો નહિ પાર, ચોરાસી ફેરો ટાલ્યો;
અમ્મર ડંકો દેઈ કરી, રાતે સુતા સૌ સહી;
કહે બંધુ પ્રભાતમાં કૌત્તક કશું ભાળે નહિ. ૨

## રાગ પરછાનો

સૂતા કેડે ગોરે શું કર્યું ? માયા સંકેલી તેણે વારજી;
સૌ સૌને ઠેકાણે થયા, કામ કેવા કરે કિરતારજી ?
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૮૯

સૂતા સવારે સૌ જાગિયા, કૌત્તક મોટું કહેવાયેજી;
આરે કારણ શું નીપનું, ગોરે કરી છે કૃપાએજી.
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૦

એવું જોઈ સર્વે આવીયા, આવ્યા ગુરૂજી પાસજી;
પ્રેમ સહિત ગોરને પાએ પડયાં, છૈયે તમારા દાસજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૧



÷ પ્રથમ કાશી લાછોરમાં દેખાડી હતી, આ બીજી વાર દેખાડી.

ભલે પૃથ્વીમાં પ્રગટ થયા, સેવકની કરવા સાએજી;
સેવક જાણી લો ચરણ વિષે, ધન્ય જાંબુદ્વીપના રાયેજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૨

## રાગ છપ્પો

ધન્ય ધન્ય ગોર ઈમામ, પ્રથમ દિદારજ પાયા;
ધન્ય ધન્ય તમ પ્રતાપ, કાશી તિર્થ અહીં આયા;
ધન્ય ધન્ય તમ પ્રતાપ, સ્નાન ગંગામાં કીધાં;
ધન્ય ધન્ય તમ પ્રતાપ, દાન બ્રાહ્મણને દીધાં;
પ્રગટ પ્રતાપ છે તમ તણો, દાસ હૃદે દેખ્યો સહી;
કહે બંધુ કોઈ કળા કળે, ભોમી ઉપર ભાળ્યો નહિ. ૧

## રાગ પરછાનો

અનંત પ્રકારે અરજ કરી, ભવોભવ આપની ગુલામજી;
કૃપા કરીને સેવક કરો, અરજ સૂણો ગોર ઈમામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૩

પ્રબોધ દીધો પ્રેમથી, જનોઈ ઉતારી છે ત્યાંએજી;
નામરૂપી જનોઈ પેરીએ, એવું બોલ્યા સૌ ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૪

સર્વે જનોઈયું ઉતારીયું, ઉતારી મણ તે સવાએજી,
ત્યાંથી સૌએ ગોર થાપીયા, સેવક થયા સૌ ત્યાંએજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૫



ગોરે સૌ સેવક તણા, ખોજા ઠક્કર ધરાવ્યા નામજી;
જગ્ત તારણ છે જાગતો, ધણી મારો કેવાં કરે કામજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૯૬

પંજો ગોરનો એ જાહેર છે, નાનાં રોજાની તે માંહેજી;
હાલ જનોઈ છે કાયમ તહીં જૂવો સૌ તમે ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૭

ત્યાર પછે ગોરે શું કર્યું ? ગંગાતણું વરણનજી;
સેવક સારૂ ગોરે કેવું કર્યું, સુણે સૌ એકે મનજી;
પ્રગટ પરછોરે ગોરે ઇમામનો. ૯૮

ગોરે કુવો ગળાવીઓ, ગંગવો કુવો જેનું નામજી;
થોડી ગંગાજી માંહે મુકીયા, બીજી કબરની માંહેજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૯૯

ધન્ય ધન્ય ગોર ઇમામદિન, ધન્ય ધન્ય તમ અવતારજી;
ભક્તું કારણ કામ કેવાં કર્યાં ? દુઃખની વારે દાતારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૦

પાંચ સેવકે પીર ઓળખ્યા, વિગ્તે કહું તેનાં નામજી;
શ્રોતાજન સૌ સાંભળો, ગોરે કર્યાં તેમનાં કામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૧

હાજરબેગ હજુરમાં, પ્રથમ હતા ગોરની પાસજી,
સત્ મુસલમાન તે તો સહી, દુજા નાયા કાકા દાસજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૨

તે પણ જાતે કોળી હતા, ગોરે હેતે ઝાલ્યો હાથજી;
ત્રીજો સેવક લેવો કણબી કૈયે, શાણા કાકા સાથજી;

પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૩

ચોથા સેવક ભાભારામ ભલા, તે પણ કણબી કહેવાયેજી;
પાંચમા સેવક કીકીબાઈ કહીયે, ભાભારામની બેન થાયજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૦૪

સેવા કરી પાંચે ગોર તણી, પ્રેમ ભક્તિ ભરપૂરજી;
સેવક જાણીને વચન દીધાં દોહલાં દુઃખ કર્યાં દુરજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૦૫

સદ્દગોર મુખથી ઓચર્યા; સુણો હાજર બેગ હજુરજી;
અમે કૈયે તે તમે સૌ પામશો, નિશ્ચે જાણજો જરૂરજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૦૬

હક થાશે દેહ માહરો, પછી દેહ પડશે તમારીજી;
વીસ કદમ છેટે અમથી, કબર ત્યાં થાશે તમારીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૦૭

પહેલી સલામ તમને ભરે, પહેલાં ફુલ તમારેજી;
પહેલાં આવી તમને નમે, પછે નમે ચરણ હમારેજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૦૮

વળી કબર તમારી ઉપરે, ગમે તેવો પડે તાપજી;
શીતળ સદા રહે તમતણી, એવું મોટું શાખ્યું માપજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૦૯

સેવકને સનમાન દીધા, થયું વચન ગુરૂના તેમજી;
પહેલી સલામ હાજરબેગને, શીતળ કબર છે હિમજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો! ૧૧૦

હાજર બેગને વેણ આપીયું, નાયાકાકા કીધા ન્યાલજી;
અખંડ ભક્તિયે ભલી એમની, અંતરે ઉપન્યું વ્હાલજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૧૧



નાયાકાકાને ગોરે કહ્યું કાનમ પ્રગણે કુકશ ગામજી;
જાઓ વચન ત્યાં અમતણું, શુંદિર બનાવો ધામજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૨

માનતા ચાલશે તમ તણી, માણુસ મળશે અપારજી;
ગોરના અમુલમાન મળ્યા, નાચાકાકા ધન્ય અવતારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૩

શાણુા કાકા સેવક કૈયે, આપ્યું અવિચળ વચનજી;
પ્રેમ ભક્તિ ભલી એમની, કૃપા કરી રીઝયા મનજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૪

ખુશ થઈ ખુદાવંત બોલીયા, સેવો ગાદી સદાએજી;
અવતાર ધન્ય શાણુાકાકાનો ઘણી કરી છે કૃપાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૫

સોંપી મુજાવરી પ્રેમથી, સેવક પ્રથમ નિમ્યા ત્યાંએજી;
ભક્ત આધીન ભગવાન છે; કરી સેવકની શાએજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૬

કણુબી કહેવાય જાતના, ગોરની સેવા બહુ સારીજી,
દુઃખ ટળી અખંડ સેવા સોંપી, પામ્યા ફળ અપારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૭

ભાભારામ ભકત ભલા, ગોરે વેણુ આપ્યું એમજી;
જાઓ ચલોતર વિષે, કહું તે કરો તમે તેમજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૮

પેટલાદ પ્રગણા વિષે, દેવાગામ કહીયે નામજી;
ત્યારે જઇને મુકામ કરો, ભલા બનાવોને ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૧૯



કીકીબાઈ સેવક કૈયે, ભાભારામની બેન થાએજી;
તેને ગોરે વચન એ કહ્યાં, કીકીબાઇ સુણો તાંએજી-
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૦

સત ગોર મુખથી બોલીયા, બેન સુણો કીકીબાઈજી;
દેવા ગામથી એક ગાઉપરે, ગામ વસાવો તમે તાંઈજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૧

અમારા જેવી ત્યાં તમતણી, માનતા ચાલશે મનમાનીજી;
જાત્રા કરવા સૌ જન આવશે, ગુણ ગાશે ગુણી જાણીજી,
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૨૨

ભાઈ બેન બે આનંદ થઈ, આવીયા કહ્યું તે ઠામજી;
ત્યાંરે આવીને મુકામ કર્યો, શુંદિર બનાવ્યું ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૩

ગાઉપર કીકીએ શુંદિર વસાવ્યું એક ગામજી;
તેરે ગામનું તમને કહું, કીકીબાઈની રૂણ નામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૪

પ્રેમે સુખ પમાડયા પાંચને, કૃપા કરી સંકટ કાપ્યાજી;
સેવક પોતાના જાણી કરી, વાલે આનંદ આપ્યાજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૫

ફળ મળ્યું સેવા તણું, મનમાં જુઓ સૌ વિચારીજી;
સેવા કરો બાવો બેડી તારે, એવા ચોર ઉપકારીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૬

એવું જાણી સૌ મુનિવરો, નિત્ત લેજો ગોરનું નામજી;
ગોરનર સાચા કરી માનજો, તો જાશો વૈકુંઠ ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૭

એવા કામ તે કાયમ છતાં, ગોર કીધાં છે અપારજી;

પડદે થયા પછી શું થયું ? મહા કલીકાલ મોઝારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૮

એક સમે ગોરો× આવીયો, આવ્યો જગ્યા મોઝારજી;
જોડા સહિત પન્ડે આવ્યો, બીક ના આણી લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૨૯
કાકા સર્વે કહેવા લાગીયા, જોડા ઉતારો તમે બારજી;
અમારા ગોર બેઠા રોજા વિષે, અમે કહ્યો વિચારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૦
'ગોરે' કહ્યું કર્યું નહિ, તે ગયો રોજાની માંહીજી;
ગુરૂજીએ પરછો દેખાડયો, દેખાડીયો છે ત્યાંહીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૧
ગોરો ત્યાંથી ચાલીઓ, ગયો પોતાને મુકામજી;
તંબુ નાખ્યો તો પાદર વિષે, તે તો ગિરમતે ગામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૨
રાત પડે ગોરો સુઈ રહ્યો, સતો નિદ્રા ભરપુરજી;
ધણીએ ઢાલીયો, ઉડાડિયો, પડયો સીમડા તે દૂરજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૩
એક તરફ ઢાલીઓ જઈ પડયો, આપ પડયો એકાંતજી,
માનવી કોઇ દીઠું નહી, લાવ્યો મનમાં સંતાપજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૪
શુદ્ધ આવી જ્યાં શરીરને, ઊઠી જુવે ચારે પાસજી;
બીજું કાંઇ ભાળે નહિ; ભાળે ભોમી ને આકાશજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૫
અરજ કરી ત્યાં ઈમામને, પાછો આવ્યો ગોરને પાએજી;
બન્યો ગુનેગાર તમતણો, માફ ગુનો કરો સાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૬



× 'ગોરો' એટલે યુરોપિયન (સત્તાધિશ હતો.)

ત્રિલોકીનાથ જાણ્યા નહિ, ના જાણ્યા કિરતારજી;
મૂર્ખ મનમાં સમજ્યો નહિ, કહ્યું કર્યું ન લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૭

સદ્‌ગોરને છત્ર બંધાવીયું, વિનતી કરે અપારજી;
દાસ જાણીને દયા કરો, ત્રિલોકી તારણહારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૮

વિધ વિધ પેરે વિનવે, દૂર કર્યું ગોરે દુઃખજી,
કૃપા દ્રઢ દાસ ઉપરે કરી, ત્યારે શરીરે થયું સુખજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૩૯

એવી રીતે તેને સુખ થયું, એવા પરમ સુખકારીજી;
પારખાં લેવા આવ્યો ગોરસણા, પરછો દેખે સુખભારીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૦

એવા પરછાતો અપાર છે, કેટલા કહું વિસ્તારીજી ?
એટલી બુદ્ધિ પહોંચે નહિ, થોડે કહે સુખભારીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૧

એક સમે એ જગ્યા વિષે, ગોરે કર્યું એક કામજી;
પ્રગટ પરછો એવો પુરીયો, સુણો મુનિવર નામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૨

ધજાગરો ધણીનો કેયે, બાવન ગજનો વિસ્તારજી;
ઉપર ચક્ર ચઢાવવા, મનુષ્ય મળ્યું છે અપારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૩

મહેનત કરે સૌ મળી, ચક્ર ચડાવવા તેણી વારજી;
ઘણાં પ્રયત્ન ત્યાં કર્યાં, ચક્ર ચડ્યું નહિ લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૪

ચક્ર જ્યારે ચડયું નહિ, સર્વે વિચારે મનમાંહીજી;
એકે ઉપાએ ચાલ્યા નહિ, નકલ લોક તેડયા તાંહીજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૫

મહેનત કરી અતી ઘણી, ચક્ર ચડયું ન જ્યાંએજી;
શોકાતુર સૌ સેવક થયા, કામ બને કેવાં ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૬

અરજ કરે ત્યાં ઈમામને, તું છો જુગને આધારજી;
ચક્ર ચડાવ્યું ચડે નહિ, કારણ બન્યું શું કિરતારજી ?
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૭

દુનિયામાં બીજો નહિ, તુમ વીનાં ત્રિભુવનરાએજી;
તમારૂં ચક્ર ચડે નહિ, કારણ આ શું કહેવાયજી ?
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૪૮

અરજ સુણી સેવક તણી, વારે ચડયા તેણી વારજી;
ફકીરી વેષે પંડે આવીયા, આવ્યા જગ્યામાં તે વારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૪૯

ભેગા થયા સૌ મળી, આપે બોલ્યા ત્રિલોકી નાથજી;
કીયેરે કારણ શોકાતુર થયા ? એવું પૂછયું સૌને સાથજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૦

એવી રીતે જ્યારે પૂછિયું, સૌકો બોલ્યા ત્યાંએજી;
ચક્ર ચડાવવા મહેનત કરી, એકે ચાલ્યો નહિ ઉપાયેજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૧



એવું સુણી આપે ઓચર્યા, સરવે સુણોને તમામજી;
મહેનત કરીયે સૌ મળી, નામ લઈને ઈમામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૫૨

ગોરે સેવકને સમજાવિયા, આજ કળજુગ અવતારજી;
ગઈ પૂજા તમે કેમ કરો ! સર્વે કાઢો તે બહારજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૩

સેવક સૌએ વિચારિયું, સત્ય કહે છે આ કોઈજી,
ભૂલ થઇ સ્વામી અમતણી, આપે સત્ય કહ્યું જોઈજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૪

મૂરત કરાવેલ બ્રાહ્મણ કને, તે તો ઉથાપ્યું તે વારજી,
પરસાદ પીરનો ત્યાં કર્યો, સૈયદ તેડયા તેણી વારજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૫

એ પછી સૌ ઉઠીયા, ચક્ર ચઢાવે તેણી વારજી,
આપે હાથ અડાડીયું, ચક્ર ચડયું તેણીવારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૬

એકદમ ચક્ર ચડયું, આનન્દ થયો સોને ત્યાંએજી,
તેરે સમે એ ગોર તણો, મરમ ના જાણ્યો લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૭

પછી આઘેરા ચાલીયા, અલોપ થયા ગોર ઈમામજી;
શોધ્યા પણ જડયા નહીં બધે તપાસ્યું તમામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૮

એવી રીતે ગોરે કામ કર્યાં, કુડા કલજુગની માંહિજી;
આપે પ્રગટ જાંબુદ્વિપમાં પરછો દેખાડયો ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૫૯

એ પછી એક અવસર વિષે ગોરે કર્યું કામજી;
કલજુગ કુડો ઘણો વાપીયો ગોરે કર્યા નામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૬૦

હતી વાત પરથમ જેવી, તેવી કીધી છે વિસ્તારજી;
માટે સૌને અરજ કરૂં, દોષ ના ગણશો લગારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૧

સંવત વિક્રમનો કૈયે, ઓગણીસે ચોતરીસની સાલજી;
માસ ભાદરવો ભરપુરમાં, કામ બન્યું એક વિશાલજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૬૨

નથુકાકા જ્યારે હક થયા, પછી જગ્યા ખાલી થાયેજી;
સર્વ ત્યાં એ વિચારીયું, સેવા સોંપ્યાનો ઉપાએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૬૩

જમાત સર્વને તેડાવીયા, આવી મલીયા સર્વે ત્યાંએજી;
સર્વે મળી વાત એક કરે, મળીયા છે સર્વે જ્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૬૪

ઠરાવ કરતાં થંભી રહ્યા, દિવસ ત્રણ થયા ત્યાંએજી;
માંહે માંહે મતે બોલીયા, અતી અકળાયા ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૫

મત નાં ચાલ્યો મોટા તણો, ગોરે જાણ્યું ખોટું થાએજી;
દ્રઢ ભરૂસો દેવા દાસને, ધણી મારો કેવી કરે સાએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૬

શું જાણે સહુકાર સેઠીયો ? ગીરમથા ગામનો રહેવાસીજી;
ગોર સ્વપ્નમાં તેને આવીયા, વાત કરી છે વિસ્તારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૭



તું જા ભાઇ જગ્યા વિષે, વિવેક કરો જઇને વાતજી;
કહું તે તમે જઈ કહો, જ્યાં સૌ મળી છે જમાતજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૮

વાદ વિવાદ કરવો નહિ, કહ્યા પ્રમાણે કરો કાજજી;
રોજા સદ્‌ગોરનાં સામા રહી, બેડી પેરો સૌ આજજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૬૯

સન્મુખ થઇને ચલાવજો, બેડી ટુડે જેની ત્યાંએજી;
બેડી ટુટે તે અમ તણો, સત્ય મુજાવર કહેવાએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૦

એ રીતે જઈને કહો, ગોરે કહ્યું સ્વપ્ના માંહેજી;
પ્રભાતે આવ્યો પ્રેમથી, આવ્યો રોજાની માંહેજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૧

જાણ કરી સૌ જમાતને, વિસ્તારી કીધી વાતજી;
વાત સૂણી સહુકાર તણી, ખુશ થઇ છે જમાતજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૨

વાત ગમી સૌ સાદાતને, ગમી કાકા સૌને ત્યાંએજી;
સુણીને સૌ આનંદી થયા, બેડી પેરાવાને જ્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૩

સૈયદ સૌ ભેગા થયા, કાકા બોલાવ્યા સૌ ત્યાંએજી;
બેડી પેરી સનમુખ ચાલે, ધણી મારે ઝાલી બાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૪

બેડી પેરીને એક ચાલીયો, રોજા સામું તેણી વારજી;
પ્રથમ બેડી તે ટૂટી નહિ, પેરાવી બીજાને તે વારજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૫

તેની પણ બેડી ટૂટી નહિ, એકાએક પેરી તમામજી;
કોઈની પણ ટૂટે નહિ, રહ્યા કરમસી એક નામજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૭૬

બેડી જ્યારે ટૂટી નહિ, સરવે થયા મન ઉદાસજી,
સર્વે પડયા વિચારમાં, ગોરને કરે છે અરદાસજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૭૭

## રાગ છપ્પો

ધન્ય ધન્ય ગોર ઈમામ, અરજ સુણોને અમારી,
આ અવશરમાં આજ, લજ્જા જાએ તમારી.
કલી કાલમાં કામ, કોઈ આવું નવ કીજે,
દયા કરો દિલમાંએ દ્રઢ ભરૂશો દીજે;

સાય કરો સમરથ ધણી; આજ કઠણ કળીકાળમાં,
કહે બન્ધુ દો પારખુ, આપે છો પ્રગટ હાલમાં. ૧

## રાગ પરછાનો

એ રીતે જ્યારે અરજ કરી, ગોર લજ્જા રાખણહારજી,
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૭૮

જમાત સર્વે ફરમ વીયું, કાકા કરમસીને ત્યાંએજી;
બેડી પેરો તમે પ્રેમથી, રાજી થઈ કહિયે આંહિરી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૭૯

કાકા કરમસી ત્યાં બોલીયા, સરવે સુણો તમામજી;
એ મારે ભાઈના જોઈએ હું છું ગરીબ અકામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૮૦



ફરી સાદાતે જ્યાં ફરમાવીયું, બેડી પેરી તેણી વારજી;
અરજ કરે ગોર ઈમામને, દાસની વેગે કરો સાયજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૮૧

અરજ સુણી સેવક તણી, ધણી એ કરી છે કૃપાએજી;
નામ ઇમામનું લેઈ ચાલીયા, બેડી ભાંગી ત્યાંએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૨

જયજયકાર ત્યાં થૈ રહ્યો, આનંદ થયો સૌને ત્યાંએજી;
નોબત નગારા વાગીયા, ગોરની આરતી ઉતરાએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૩

સાદાતે મળી ગાદી કને, કરમસી કાકાને બેસરાવેજી;
નામ ઈમામનું લેઇ, કરી મુખ્ય મુજાવર ઠરાવેજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૮૪

ધન્ ધન્ ગોર ઈમામને, ધન્ ધન્ તમારા તે દાસજી;
દેવ ઘણા દુનિયા વિષે, પ્રગટ પરછાની અહીં આશજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૮૫

પ્રગટ પરછા એવા પુરીયા, ગણતા ગણી ના શકાએજી;
અકળ કળા છે એ ગોરતણી, મર્મ જાણે નહિ કોએજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૬

એ પછી આરસા પહાણનો, પરછો પુર્યો આણે વાસજી;
આરસ જોઈએ રોજા કને, હવે ક્યાં ધરવી આશજી ?
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૭

સ્વપ્નમાં ગોર આવીયા, આવી બોલ્યા એ વાણજી;
રોજા થકી નૈરૂત ખુણામાં, એક આરસની છે ખાણજી;
પ્રગટ પરછોરે ગોર ઇમામનો. ૧૮૮



તે પ્રમાણે ત્યાં જઇ ખોદીયું, નીસર્યો આરસ તમામજી;
તેરે લાવી રોજા આગળે, ચોરસી બંધાવી છે ધામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૮૯

એવા પરછા ઘણાં પુરીયા, તે ગણ્યા ના જાએજી;
એમાં કાંઈ અચરત નહિ, એવા આદે કહેવાયજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૦
પરછા તેવા હું કહી શકું, તેટલી પહોંચે ના બુદ્ધજી;
મતી મને ગોરે જેવી આપી, તેવી વિસ્તારી સુદ્ધજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૧
શ્રોતાજનને અરજ એટલી, દોષ ના ગણશો લગારજી;
વાત બની એ જેવી હતી, વર્ણવી કર્યો છે વિસ્તારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૨
દાસ આપના બોલીયા, અરજ સુણો ને ઈમામજી;
દાસ ઉપર દયા લાવીને, ધાર્યા ધણીએ ગુલામજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૩
કરજોડી કહિયે હરી એટલું, દોને ભક્તિ ભરપુરજી;
માંગીએ માવા એટલું, લક્ષ ચોરાસી કરો દુરજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૪
અરજ માગીએ એટલી ગતને દેઈ આશિષજી;
ભુલ હોય હમારી જેટલી, માફ કરજો આદિશજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૫
પીંગળ પાઠ જાણું નહિ, માત્ર અક્ષર ગણ નાહીજી;
શાસ્ત્ર ઘણા શીખ્યો નથી, શીખ્યો નહિ કુરાનજી;

પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૬
દોર આગર તાંતણું, મેરૂ આગળ જેમ તૃણજી;
બુદ્ધિ પ્રમાણે બોલીયા અવિચળનું આ વૃણજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૭

ઓગણી અડત્રી સાલમાં, શ્રાવણ સુદ સોમવારજી;
બીજને દિવસે પુરણ થયું, ગોરની બોલો જયજયકારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૮

સત્પંથ સેવા સાચશું, ગોરનર આપે હજુરજી;
પોતે પીરાણે પ્રગટયા, આલે આવ્યા ભરપુરજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૧૯૯

ગોર નર એ હજુર છે, આલે અખંડ અમાપજી;
એરે સેવાથી જે ભુલીયા, પડશે ચોરાસીને તાપજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૦૦

સાચું કહ્યું આ સેવકે; જે વેદનો સત્ય સારજી;
હરિ તે વૌંશને જે ઓળખે, તો તે પામશે ભવ અપારજી;
પ્રગટ પરછોરે ગોર ઈમામનો. ૨૦૧

## સમાપ્ત



મુદ્રક : નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ.